# ખોડા ભીલનું ફારસ.

" જુઓ પ્યારી પાતલીનો પ્યાર કેવો કર્યોછે યાર "

કર્ત્તા

વૈદ્ય અંબાશંકર પુરૂષોત્તમ દવે.



મુંબઈ,

" વર્તમાન તત્વદર્શક પ્રિન્ટિંગ પ્રેસમાં "

કાલિદાસ મોતિરામ દ્વિવેદી વાંકાનેરવાલાએ છાપ્યું.

સંવત ૧૯૫૦, સને ૧૮૯૪.

કિંમત એક આનો.

## (प्रवेश १ लो)

( સ્થલ ખોડા ભીલની વાડી )

પાત્ર—ખોડો ભીલ તેની ભાભી એતુંડા અને પાતલી

ખોડોભીલ—કેમ ભાબી મેં તને જે હદેહો કયોથો તેનું હું કરયું !

એ તુંડા—મેં પાતલી બાઇને તમારી પાહે આવવા કયુંસે ને ઈણે મને કયું કે મારા ધણીને જેમ તેમ હમજાવી જરૂર હું આવહ.

ખોડો ભીલ—એલી ભાભી, પાતલી વના કડબ કાપવું ગમતું નથ, ઇ હારૂં તુ કાંઈક અરજણીઆ લલકાર.

એતુંડા—બહુ હારૂં. તારે તમે નજર રાખીને હાંભલજો. ( ગાયછે )

( રાગ અરજણીઓ )

પાતલીના પ્યારમાં એલા, પાતલડીના પ્યારમાં;
મન તારૂં અતી મલકાવમાં માસુખીઆ.
ઘેરથી ઘોડું લઇ દોડમાં ખોડા, ઘેરથી ઘોડું લઇ દોડમાં,
પાતલી પાણીના પરવાસમાં માસુખીઆ.
કડે કટારી શોભતી ધાયલ, કડે કટારી શોભતી;
અંબોડે વાળ્યો આડો આંકરે માસુખીઆ.

પાતલી—( પ્રવેશ કરીને ) કેમ આશક દેર ભોજાઇ ખુબ મોજ શોખ માં પડયાં છો ?

ખોડો ભીલ—હસતો હસતો કાં મારી હૈયાની હોલી આવી કે ? એલી ભાભી આ મારી દોસદાર પાતલી બાઈ ને બેહવા હારૂ ઘોડીની ગાદલી પાથર, પાતલી ગાદલી પર બેસેછે.

પાતલી—ખોડાનાં ગલા માં હાથ નાખીને, કેમ પ્રાણનાથ શી ફરમાસ છે ?

ખોડો—ઈઆંતો કુંણ હમજે—તારો બાપ ! "પરાણે નાથ" ઈમાં મજાું નહીં,

પાતલી—( સ્વગત ) ખરેખર મુરખ, ( પ્રકાશ ) ઇતો હું તમને કુહું છુ કે બલદ ને પરાણે નાથો.

ખોડો—બહુ હારૂં ઇતો બધું થયુ પણ હવે તારા ધણી ને દેહાવર વલાવતો આપણે ખુબ મજા કરીએ.

પાતલી—બહુ સારૂં હવે તમે ફીકર રાખશોમાં. તમારા કરતાં મને વધારે ફિકર છે. થોડા દિવસ માં દેશાવર વલાવી આપુંતો કેમ દોસ ! !

ખોડો ભીલ—હા ! હા ! હા ! (ખુબ હસીને ) ઇલી પાતલી બાઇ તમે પણ ઠીક સોહો ? બસ બસ આમજ કરવું હો ! અમે તારા હારૂં જાર નાં રાડાં અને સોલાની હીંગો લાવ્યાસીંએ ( એમ કહી તેની ભાભીને લાવ વાનું કહેછે. )

બેતુંડા—આ જાર નાં રાડાં સોલાની હીંગો લાવીસું તેના ભેલી ભાત પણ લઈ આવીસું.

ખોડો—હાહા ઠીક કરયું, પાતલી બાઇની વાટ હારૂં સાહુ પણ પીધાં નથી માટે હાલો પાતલીબાઈ આપણે હૌ ભેગાં બેહીને ખાઇએ.

પાતલી—વાહ શી નવાઈ! તમારૂં અનાજ મને ખપે !

ખોડો ભીલ—ગુસ્સે થઈ–જા હું પણ નથી ખાતો, પ્રીતું બાંધી ને કાંઈ જુદાઇ રખાય ! –એમ કહી ઉઠી જાયછે.

પાતલી—તેના ગલામાં હાથ નાખી ને–અરે ! મારા પ્રાણથી પ્યારા હું તો તમને આધીનજ છું, ચાલો ભેગાં બેસી ખાઇએ પછી બીજું છે કાંઈ.

ખોડો ભીલ—હ હ હ હ ! ! ખુબ હસી ને–ત્રણે જણા ભેગાં બેસી ખાયછે.

પાતલી—હવે મને રજા આપો મારો ધણી ખીજશે.

ખોડો ભીલ—બહુ હારૂં પણ જો જો વેણ આપ્યુંસ તે નઇ ભુલવું

પાતલી—અરે પ્રાણ નાથ તે કાંઈ ભુલું ! –એમ કહી જાયછે.

## ( પ્રવેશ ૨ જો )

( પાત્ર–પાતલી અને કુંવરજી )

કુંવરજી—કેમ પ્રાણ પ્રીયા આજ આખો દિવસ કયાં હતી ?

પાતલી—આંખમાં આંસુ લાવીને—હુંતો મારી બેનપણી ને ત્યાં ગુડા-એલ હતી, પણ કામની શી વાત કરૂં ! મારા કર્મ.

કુંવરજી—અધીરો બની—કેમ પ્રાણ પ્યારી દીલગીર શા માટે થાયછે તારાં દરેક આંસુ મારાં અંતઃકરણ ને વીંધી નાખેછે.

પાતલી—પ્રાણ પ્યારા હું ગાભરી બની ગઈછું એથી કહી શકતી નથી

કુંવરજી—નહી નહી પ્રીયા જલદી ન કહેતો મારા સમછે.

પાતલી—વહાલા સ્વામી તમારો અતી આગ્રહ છે ત્યારે કહુંછું પણ તેમાં મહા દુ;ખ છે, પણ સાંભળો હું રસ્તામાં ચાલી આવતી હતી તેવામાં પોગલશા અને ભાઈજી ભાભા સૌ કહુતા હતાકે ફલાણો કયાંઈ એ કમાવા જતો નથી માટે તેને કશું ધીરવું નહીં અને એ રાંડનુંજ મો જોઈ બેસી રહુછે એવું મે સાંભળ્યું છે ત્યારથીજ હું દીલગીર છું.

કુંવરજી—અરે શાણી સલુણી શા સારૂ સંતાપ કરેછે એથીતો ઉલટો ફાયદો થશે માટે તાકીદ કર, રસોઇ ને જરા વારછે તેટલા વખતમાં હું ગામમાં જઈ આવુંછું મારાં પુસ્તકો પાકીટ વગેરૂ બાહાર કાઢી રાખજે. ( એમ કહી જાયછે. )

પાતલી—મનમાં—અહા ઇશ્વર આશા પૂર્ણ કરીતો ખરી. —એવા વિ-ચાર કરેછે તેવામાં કુંવરજી આવેછે.

કુંવરજી—( જમી તૈયાર થયા પછી ) પ્રાણ પ્રીયા ધીરજ ધારી રહે જે, ઉદાસ થઇશમાં હું થોડા દિવસ માં આવુંછું.

પાતલી—ખોટો ડોળ કરીને ગલામાં હાથ નાખી—પ્રાણ પ્યારા આપની મનોહર મુર્તી વગર મારા દિવસો કેમ જશે ?

કુંવરજી—મારી જીગર જાન જ્યારે એમછે તો તારા દિવસો જવા આ છબી આપુંછુ તે દરરોજ જોઈ આનંદ રાખજે.

પાતલી—પણ પ્રાણનાથ ઝાઝા દિવસો કરશો માં અને ખુબ કમાયા વગર ફરશોમાં, હું હમેશાં આપ વગર ઉદાસી રહીશ.

કુંવરજી—કાંઈ ફીકર કરીશ નહી પ્રીયા વહેલો આવીશ; —એમ કહી

૫૯૪૦



રજી વિદેશ વિદાય થાયછે ત્યારે નીચેનું ગાયન ગાયછે.

[ ગાયન ]—પાતલી—ચાલ્યા છો ચતુર નર છોડી ને વિદેશ
કુંવરજી—ધૈર્ય ધર પ્રીયા મારી દુ:ખ ન ધરેશ
પાતલી—તમ વિયોગે એકલી ઉદાસી અંગમાં
કુંવરજી—સુખી રેજો શાંત શાણી સખી સંગમાં
પાતલી—અલંકાર વસ્ત્ર આજથી નહી ધરૂં
કુંવરજી—શ્વેત વસ્ત્ર પહેરવાં કદી કહુ ખરૂં
પાતલી—પ્રણામછે પ્રણામ પ્રાણ નાથથને પ્રણામ
કુંવરજી—સલામછે સલામ તારા શીયલ ને સલામ

## ( प्रवेश ३ जो )

( સ્થળ જંગલનો રસ્તો )

પાત્ર–કુંવરજી અને લાડુવિલાસ

કુંવરજી—લાડુભટને જોઈ–અહો કાકા લાડુ વિલાસ તમે ક્યાંથી !

લાડુવિલાસ—જ્યાંથી તમે ત્યાંથી અમે.

કુંવરજી—તે તો ઠીક પણ આમ વનમાં નીકલવાનું કારણ કહો.

લાડુવિલાસ—અરે ભાઈ મારા કરમ ની કથની તને શું કહુ ! જો ઈશ્વરે મોત આપ્યું હતતો ભુંડી ભામનીમાંથી છુટત, કારણ જેની ભુંડી ભામની તેને શી આશા અરામની.

કુંવરજી—શીવ ! શીવ ! તમરા સરખા સાધુ ને આવી કુભાંડી કામની મલી, એ કેવી દીલગીરી ની વાત ! !

લાડુવિલાસ—નહીં નહીં કુંવરજી તમેજ ભુલોછો મને એકને નહી પણ આપ આવા ભયાનક વનમાં ભટકોછો અને ખુવાર થાઓછો તેનું કારણ પાતલી બાઈનાજ પ્રતાપ.

કુંવરજી—ના ના લાડુ વિલાસ હું તો ફકત લોકના અપવાદથીજ વિદેશ જઊંછું.

લાડુવિલાસ—જો વીરા વિશ્વાસે રહેશો તો ખાસડાં ખાશો; ભોલા ભાયડા ને કેવી રીત ભોલવેછે તે તમે જાણતા નથી માટે મીચી રાખેલી આંખ ઉઘાડો.

કુંવરજી—અરે લાડુવિલાસ શું મારી સતી સુંદરી ઉપર આવું આ મુકી બોલોછો ? ના નહી નહીંજ મારી પતીવ્રતા સ્ત્રી મારા વગર ચુકેલ નહી " કુંવરજી કમાતો નથી માટે તેને કોઈએ ધીરધાર કરવી નહી " એ જ અપવાદથી આવ્યોછું.

લાડુવિલાસ—અરે બાઈડી ના બારોટ હજુ બાઈડીનાંજ વખાણ કરેછે એથી હું એમ સમજુંછું કે માલવાના મહારજા ભર્તૃહરિ નું નાટક જોયું નહીં હોય માટે વિચાર.

કુંવરજી—ઠીક જ્યારે તું એટલો બધો વિવાદ કરેછે ત્યારે ચાલ તને મારી સ્ત્રીનું સુ શિયલ બતાવું મનેતો ખાત્રીછે.

## ( प्रवेश ४ थो )

( સ્થલ લાડુ વિલાસ નું ઘર )

[ પુરી બાઇ અને દુધપાકની દોસ્તીનો ભવેડો ]

પુરીબાઈ—મારા પ્રાણાધાર દુધપાક લાડુવિલાસ ને વલાવી આપણે કેવી મજા કરીંએછીએ !

દુધપાક—વાહ શાણી સલુણી તારી ચાલાકીથી મને ઘણોજ આનંદ થાયછે. —આ બધું કુંવરજી ગુપ્ત રહી સાંભલેછે.

પુરીબાઇ—મારા પ્રાણાધાર દુધપાક હવે જો લાડુ વિલાસ આવી ઉન્માદ કરશે તો તેમનો પ્રાણજ કાઢી નાખીશ કારણ હવે હું તમારા વગર રહી શકું તેમ નથી. —આ સાંભળી લાડુ વિલાસ સ્તબ્ધ થાયછે.

દુધપાક—અરે પણ તેને તેં કાઢયોછે ત્યાંથી પાછો જીવતો આવે એવી આશા નથી.

લાડુવિલાસ—[ પ્રકાશ ] અરે દુષ્ટ દુરાચારી દુધપાક તેં મારા ઘરમાં કેમ પ્રવેશ કર્યો ? જા જા હું તને દયા આણી છોડી મુકુંછું તેની સાથે આ વ્યભીચારણી રાંડ ને તને સોંપી દઊંછું.

કુંવરજી—બરાબરછે લાડુ વિલાસ હવે તે તમારા અર્થની નથી. કારણ જ્યારે દંપતિ નાં મન જુદાં થાય ત્યાં સંસાર ઝખ, દુઃખ રૂપ થાયછે.

લાડુવિલાસ—તેમ છેતો ઠીક ચાલો પ્રિય મિત્ર હવે આપની પ્રીયતમા ની પરીક્ષા નો પ્રસંગ આવ્યોછે. —એમ કહી જાયછે.

લાડુવિલાસ—બસ બસ મારો એજ વિચાર હતો, ચાલો પણ પોગલ પ્રકાશ કરી પસ્તાશો હો !

કુંવરજી—સબુર સબુર ઠીકછે ત્યારે ચાલો—એમ કહી જાયછે.

## ( प्रवेश ९ मो )

[ સ્થલ પાતલી નું એકાંત ઘર ]

પાત્ર—ખોડો ભીલ અને પાતલી ચમન ઉડાવેછે ને લાડુ વિલાસ અને કુંવરજી ગુપ્ત રહી ચેષ્ટા જુએછે.

પાતલી—મારા પ્રાણ પ્યારા આપના સારૂતો મારા ધણીને વિદેશ વલાવ્યો તોય પણ બરાબર મહેરબાની રાખતા નથી.

ખોડો ભીલ—વલી બરારર તી કીમ કેવાતુ હ હે મા મા માસુખડી ।

પાતલી—વાહ ! તમારી છટા કેવી છે ? ભાન ભુલી ન બોલ્યા નું બોલોછો કેમ આજ મન કયાં ફરેછે !

ખોડો—જો મારી હાલી વલી કેવું બોલેસ ! તેંજ મને હીખવ્યું થુ કે હું તમારી માસુખડી સું ને પાસી આમ કેમ બોલેસ.

પાતલી—અરે અક્કલ ના બારદાન તમો મને માશુક કેજો.

ખોડો ભીલ—બઉ હારૂં હવે પસી ઈમ કરીસ.

પાતલી—ઠીક ત્યારે હવે આ વડાં કચોરીને ગુંદર પાક લાવીછું તે જમો

ખોડો ભીલ—વડાં કસોરીને ગુંદર પાક લાવીસ ઇમાંતો મારૂ હું ખાસ પણ હું ગાઇ દેખાડુ તે મને આણી આપજે હો, હાંભલ

[ ગાયન ]

હુસે તારો યાર એલી હુસે તારો યાર
તીખાં ને ચમતમતાં નો સુરે ખાનાર;—ટેક
વડાં કચોરી વેગે કરી લાવી ગુંદર પાક
નહી મન માન્યુ હું નહીં ખાઊં કાપીઙ તારૂ નાક ॥ ૧ ॥

પાટી ઘુંટી ડાલ ને કીધી પુરણુ પોલી
ઈમાં હું ખાવું અમે જાતના સે કોલી ॥ ૨ ॥
લહણુ તણી સટણી ને માંઇ મરસાં નાખો
ખાંડી કુટી આપતો રોટલો ખાઈ આખો ॥ ૩ ॥
હાલી મરી વેગે હાલી માંસ મદીરા લાવો
રીતે પકાવી તેલ સમકાવી પસેલા તેડાવો ॥ ૪ ॥

એવી રીતે ગાયન ગાઇ રહયા પછી ભેગાં બેસી જમેછે એટલામાં કુંવરજી આવી પાતલી ને ધિઃકાર આપેછે.

[ રાગ ક્ષત્રી કલંકનો ]

કુલ હીણી કુલટા નાર નષ્ટ નારી નુર ખોયુરે
તને ગમ્યો છે ભીલ ગમાર—નષ્ટ ના૦
વોરી કેસર ખાધું તેં ધાસ—નષ્ટ૦
સારા શહેરમાં થયું ઉપ હાસ્ય—નષ્ટ૦

એમ ધિઃકાર આપી બંને મિત્ર વનમાં જઇ નીચેનું ગાયન ગાયછે.

[ મારાં ભાગ્ય તણો નહીં પાર ]

મારાં ભાગ્યે ભૂલ્યો આવાર હરિનો મહિમા અપરંપાર ટેક
આદુનીયા માં સ્વારથ કાજે સગું સંબંધી સાર
મોહ માયામાં શું મુંજાણો છોડી હરિ સુખ ધ્યાર—મા૦
અખંડ અનાદિ છે અવિનાશી ભક્ત વત્સલ ભરપુર
ભાવે કરી ને ભજો ભૂધર ને નહિ કોઇથી દૂર—મા૦
સગાં સહોદર મિત્ર મંડલ ને વિનવું વારમવાર
અંબાશંકર એમ કહે તમે સમરો સરજનહાર—મા૦

**સમાપ્ત.**

---

પુસ્તક મલવાનું ઠેકાણું—વૈદ્ય અંબાશંકર પુરૂષોત્તમ દવે
મલારસી ચકલો બારભાવા ને મોહોલ્લો નવો માળો—મુંબાઇ.